શ્રી નવીન

# ઉદયભાણ.

## નાટકનાં ગાયનો

---

સ્વર્ગસ્થ સાક્ષર ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરી સ્થાપિત

**શ્રી દેશી નાટક સમાજ.**

રચનાર--સ્વ. સાક્ષર ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**હરગોવિંદદાસ જેઠાભાઈ શાહ.**

માલેક--શ્રી દેશી નાટક સમાજ.

ઠે. ઘીકાંટા માસ્તર થીએટર-અમદાવાદ.

સંવત ૧૯૮૬ સને ૧૯૩૦.

આવૃત્તિ ૭ મી ) ( પ્રત ૧૦૦૦

---

કિંમત ચાર આના.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૫૪૫૭



ગ્રંથસ્વામિત્વના સર્વ હક્ક પ્રસિદ્ધ કર્તાએ સ્વાધીન રાખ્યા છે.
તેમની રજા શિવાય કોઈએ છાપવું, છપાવવું, વેચવું,
વેચાવવું ભજવવું કે ભજવાવવું નહિં.



આ ચોપડી શ્રી જૈન એડવોકેટ પ્રીન્ટિંગ પ્રેસમાં **વાડીલાલ
બાપુલાલ શાહે** શ્રી દેશી નાટક સમાજને માટે છાપી.
ઠે૦ ઘીકાંટા જેશીંગભાઇની વાડી—**અમદાવાદ.**



॥ શ્રી શાન્તિનાથાય નમઃ ॥

# શ્રી [illegible] ઉદ્ધાર ભાગ ૧ નાટકનો ટુંકસાર.

## અંક પહેલો.

**પ્રવેશ ૧ લો**—પાવાગઢના રાજા કર્ણસિંહના મહેલ આગળ ભરથરી વેષે બે છોકરાઓ ભજન ગાય છે; રાજા કર્ણસિંહ, રાણી રાણીની કુંવારી દીકરી રાણીબા, તથા રાણીનો ભાઈ સજ્જન સિંહ સાંભળે છે ભરથરીને ભીખ આપવા માંડે છે. ભરથરી ભીખ લેવા ના પાડે છે, અને નોકરી માંગે છે. કુંવરી એક ભરથરીને પોતાની તહેનાતમાં રાખે છે તેજ બીજાને રાણીનો ભાઇ સેનાપતિ સજ્જનસિંહ પોતાના દીકરા, ખોડુભાની તહેનાતમાં રાખે છે રાણી અને સેનાપતિની ખાનગી મસલત.

**પ્રવેશ ૨ જો**—નાશી ગએલા માજી દીવાન જોગી વેષે, બાતમી મળવાથી સેનાપતિ ઠાર કરવા જાય છે બાહાદુર દીવાન બચી જાય છે, છોકરાઓને રામનામીઆની એંધાણી બતાવી જાય છે. રાજા આવે છે, અજાયબી.

રાજાના સાળા સજ્જનસિંહનો વચેટ દીકરો ખોડુભા તથા ભરથરી છોકરો ભાણુજી; પનઘટ લીલા. સેનાપતિની મોજાજી દીકરી મોઘી નાનાભાઈ લઘુભા સાથે આવી વરનો વરઓગો જાહેર કરે છે.

**પ્રવેશ ૩ જો**—વ્યસની ઠાકોર રામદેજી, તેમના ખુશામતિયા, અને વડારણો જંગલમાં દેવળ આગળ, કુંવરી ભાણીબા વાઘના શિકારે, ભરથરી વેષવાળો સિપાઇ થયેલ ઉદયસિંહ કુંવરીને બચાવે છે, પરાક્રમથી મોહિત કુંવરી, રામદે કુંવરીનું માગું કરવા પોતાના ચારણ કવિદાને મોકલે છે, કુંવરી સીપાઈ ઉદયસિંહની પાછળ જાય છે.

**પ્રવેશ ૪ થો**—સેનાપતિની બીજી દીકરી મોંઘી તથા તેનો જડસો વર જસાજી; ચાકર પેમલો અને ચાકરડી પેમલી, વઢવાડ, અબોલાં, પાછળથી સેનાપતિ અને ખોડુભા, જસાજીને ઠપકો મોંઘીની વર પાસે માંગણી.

**પ્રવેશ ૫ મો**—ઉદસિંહ ઝુંપડીમાં બાઇની વાટ જુએ છે, ભાઇને બદલે કુંવરી; ગભરાટ, વાતચીત, એકતરફી કુંવરીનો પ્રેમ; ઉદયસિંહ કચેરીમાં જાય છે ઝુંપડી જોઈ પરમ પ્રેમાળ કુંવરીના વિચાર.

**પ્રવેશ ૬ ઠો**—કર્ણસિંહની કચેરી, વાઘ મારી કુંવરીનો જીવ બચાવનાર સિપાઈ ઉદયસિંહને ઇનામ, સેનાપતિની અદેખાઇનું બીજ; કવિદા 'ચારણનું' રામદેજી માટે કુંવરીનું માંગુ; લડાઇની તઇયારી, કુંવરી અને ખોડાજીની પરીક્ષા. સુધાશાસ્ત્રી ખોડુભા ઉદયસિંહના સ્ત્રી સંબંધી ઉત્તમ વિચાર.

**પ્રવેશ ૭ મો**—સેનાપતિની અદેખાઈ, ઉદયસિંહને ઠાર મારવા વિચાર રાણી ભાઇ બહેનને ચડાવે છે, ખોડુભાના લગ્નથી કુંવરીના

હાથ સાથે રાજ મેળવવા ધારેલું રાજ્ય જશે એમ ધારી બનેવીને ઠાર મારવા સેનાપતિનો ઠરાવ, મોંઘીની પોતાના ધણી વીશે ફરીયાદ, ઠપકો, પોતાના જમાઇ જસાજી સાથે લડાઇમાંજ પાછળથી ઘા કરવા ગોઠવણ.

**પ્રવેશ ૮ મો**—રામદેવજીની છાવણી, લડાઇમાં નાચરંગ, વ્હેમી રામદેવજીની માનતાઓ, કર્ણસિંહનું લશ્કર આવે છે જોતાંવારજ રામદે અને તેના લશ્કરની નાશભાગ, વગર મહેનતે મળેલ વિજય માટે પ્રભુપ્રાર્થના, જસાજીને રાજા ઉપર પાછળથી ઘા ઉદયસિંહ તથા ભાણાજીએ કરેલો બચાવ જસાજી નાશી છુટે છે



## અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—નાંઠલ રામદે, ખુશામતિયા જસાજી, બારવટું કરી કુંવરીને ઉપાડી લાવવાનો ઠરાવ.

**પ્રવેશ ૨ જો**—ગરબો, કુંવરી, સેનાપતિના નાના દીકરા લઘુભાની કાલી કાલી વાતચીત, કુંવરીને બારવટીયા ઉપાડી જાય છે રાજા અને સેનાપતિને લઘુ ખબર આપે છે. ઉદયસિંહ બારવટીઆની પાછળ જાય છે. સેનાપતિ પાસે ભાણજીની ઉદયસિંહ પાછળ જવા માંગણી, મિજાજનો જવાબ.

**પ્રવેશ ૩ જો**—જંગલમાં જસાજી બહારવટીયા વેષે, કુંવરી સાથે રામદેનાં લગ્નની તઇયારી, બ્રાહ્મણ વેશે ઉદયસિંહ. પાછળથી ભાણજી કુંવરીનો બચાવ, રામદે, જસાજી વગેરે કેદ.

**પ્રવેશ ૪ થો**—રાજા અને સેનાપતિ, ઉદયસિંહ અને ભાણુજી કુંવરીને બચાવી લાવે છે. જસાજીને કેદ રામદેને ગધેડે બેસાડી દેશપાર, ઉદયસિંહને રામદેનું રાજ બક્ષીસ, કુંવરીના વિવાહ માટે સેનાપતિ અને રાજાના વિચાર, પાછળથી રાણી.

**પ્રવેશ ૫ મો**—ભાણીબા વિવાહના ઉમંગમાં મોંઘી સાથે વાતચીત લઘુભા, ઉદયસિંહથી અચાનક મેળાપ, રાજા તથા સેનાપતિ માતાના દર્શનનું બાનું કાઢી સેનાપતિ વિવાહ રોકે છે પ્રેમીઓની પડદે વાતચીત

**પ્રવેશ ૬ ઠો**—રાજા, સેનાપતિ, રાણી ભરથરી સાથે વિવાહ માટે કંકાસ, જસાજી માટે માફી, ઉદયસિંહને ઉંઘતા ઉપાડી દરિયામાં ફેંકી દેવા સેનાપતિ અને જસાજીનો ઠરાવ, ખોડુભા અને લઘુ છાનાં સાંભળે છે.

**પ્રવેશ ૭ મો**—જસાજીનું ઘર, પેમલો, પેમલી, મિજાજી મોંઘી સાથે જસાજીની મારામાર.

**પ્રવેશ ૮ મો**— ઉદયસિંહ તથા ભાણુજી ભાઇઓની ભાભી સંબંધી ઠઠ્ઠા મશ્કરી, ઉંઘતા ઉપાડી ઉદયસિંહને જસાજી દરિયામાં ફેંકી દે છે, રાજા અને સેનાપતિ ભાણુજીને માથે ઉદયસિંહને ઠાર મારવાનું કલંક, ભાણુજીને દેશપાર માછલીના મોંમાં ઉદયસિંહ.

**પ્રવેશ ૯ મો**—ઉમંગમાં ભાણીબા, ઉદયસિંહના માઠા સમાચાર બેભાન અને ગાંડી રાજા, સેનાપતિ અને વૈદ્ય, હવા ફેરફાર માટે વૈદ્ય સાથે દ્વારકા મોકલવા ઠરાવ.

પ્રવેશ ૧૦ મો–મેળામાં જતો લઘુભા, સીપાઈને ઘેર ઘોડું લેવા મોકલે છે. પાછળથી ભાણુજી લઘુભાને મારવાનો ડર બતાવી દરિયામાં ફેંકવાની વાત કહાડી લે છે લઘુભાઈને લઈ બહારવટે નીકળી પડે છે, સેનાપતિને સમાચાર, જસાજીને પાછળ મોકલે છે,

પ્રવેશ ૧૧ મો–દ્વારકામાં દરિયા કિનારે માજી દીવાનજી, તથા કુંવરીના વૈદ્ય, ચમત્કારની ગોઠવણ ખોડુભા સાથે વિવાહ સારૂ કુંવરીને પાવનગઢ પાછી લઈ જવાનો કાગળ માછલાના મ્હોમાં તણાતો ઉદયસિંહ દીવાન બચાવે છે. ઓળખે છે, ગુપ્ત રાખે છે ચિત્તભ્રમ કુંવ- રીની દરિયામાં પડી મરવાની તઈયારી, દીવાન બચાવે છે, ચમત્કાર બતાવી ચિત્ત ઠેકાણે લાવે છે, અને ઉદયસિંહને મેળવવાની આશા આપે છે.

---

## અંક ત્રીજો.

પ્રવેશ ૧ લો–ભગવતને ભરોંસે કુંવરી અને સાહેલીઓ, સેનાપતિ વઇદ્ય અને રાજા ચમત્કારવાળા રૂષિરાયને તેડું મોકલે છે, વશીકરણ કરવા આવેલ ખોડુભાનું કાળું મોંઢું

પ્રવેશ ૨ જો–ભાણુજી નજુમીના વેષે, મોંઘીની સાહેલીઓ જડી અને પંડચાણી, વશીકરણ કરાવવા ગોઠવણ જડીની

ઉત્તમ સલાહ, લઘુભાની શોધથી નિષ્ફળ થયેલ જ-
સાજી, સેનાપતિ અને ભાણુજી, જસાજી અને મોંઘી
ઉપર લઘુભાને ઠાર કર્યાનો વ્હેમ, સેનાપતિ દીકરી
અને જમાઈને ઠાર કરવા જાય છે.

પ્રવેશ ૩ જો–મોંઘીની વશીકરણ, પંડચાણી, પથરો આપે
છે. મરડાયેલનો મેળાપ અને શેત્રંજ, રંગમાં ભંગ,
જસાજીને ઘા, બચી જાય છે.

પ્રવેશ ૪ થો–સેનાપતિ; મોંઘીને મારવાની તઇયારી ભાણાજી
સેનાપતિનું નાક કાપી નાસે છે. કાળા મ્હોંનો ખોડુ-
ભા, બાપ દીકરાનો ભેટો ને હસાહસ.

પ્રવેશ ૫ મો–ભાણાજીને લઘુભા, જંગલમાં બહારવટે, દીવાન
વઇદ્ય અને ઉદયસિંહજી, ભાઈ દીકરાનો મેળાપ, જ-
સાજી અને મોંઘીની માફી સઘળા વેષ બદલી પાવનગઢ
તરફ જાય છે.

પ્રવેશ ૬ ઠો–ભાણીબા, આપઘાતની તઇયારી ઉદયસિંહ
રાહદારી વેષે બચાવે છે. પરદેશી પંથીને વિવાહ મંડ-
પમાં આમંત્રણ

પ્રવેશ ૭ મો–ખોડુભા અને કુંવરીના વિવાહની તઇયારી
નાકકટો વેવાઈ, ભાણાજીને પકડી લાવવા ઇનામ, ખોડા
વરરાજાને પાટવી કરવાની તઇયારી. સજીવન લીલા
ભેદનું ભાંગવું. સઘળાનો મેળાપ, ઉદયસિંહ, કુંવરી
રાજ્યપાટ, વિવાહ અને છેવટનો આનંદ.

---

# મુખ્ય પાત્રોનાં નામ.



## પુરૂષ વર્ગ.

કર્ણસિંહ..............પાવનગઢના રાજા.
સજજનસિંહ........રાજાનો સાળો નવી રાણીનો ભાઇ સેનાપતિ
ખોડુભા }
લઘુભા } .. .........સેનાપતિના દીકરા.
જસાજી...............સેનાપતિનો જમાઈ. મોંઘીનો વર.
દીવાન . .............ભરથરી રાજાનો ભાણેજ.
ભાણજી..............દીવાનનો દીકરો
રામદેજી..... .. .. ...વ્યસની ઠાકોર.
કવિદા.................ખુશામતીયો રામદેનો ચારણ.

## સ્ત્રી વર્ગ.

રાણી..................કર્ણસિંહની નવી રાણી.
ભાણીબા..............કર્ણસિંહની કુંવરી.
મોંઘી....................સેનાપતિની દીકરી જસાજીની સ્ત્રી.

વડારણો, દાસીઓ, સીપાઇઓ, વારાંગનાઓ વીગેરે વીગેરે.

**સ્થળ**—પાવાગઢ, આસપાસની હદ અને દ્વારકા.

શ્રી પરમાત્મને નમઃ

—: શ્રી નવીન :—

# ઉદયભાણ નાટકનાં ગાયનો.

સુત્રધાર— મંગળાચરણ.

ત્રાતા તુ પ્રભુ ! ઘણી–શાતા–દાતા જગ જગને.
તારણ જગઉદ્ધારણ સ્વામી ! ઘટ ઘટ પ્રગટ છો અંતરજામી
નમીએ અલૌકિકનામી.
ભાગ્યવંત છો મહન્ત. જ્ઞાનવંત જીવજંત.
સકળ આધિ વ્યાધિતંત. આણતા ઉપાધિ અંતઃ
પરમ પૂજ્ય હે ભદંત ! સહસ રહસ દિવસમણિ !

નટીઓ—

જે કરશે તે ભરશે કોઇ કહેશે,
બાવળ વાવીને આમ્ર સ્વાદ કેમ લેશે—
કેસુડેવાસ ન, મળશે. નહિ કેતકી કદીએ ફળશે,
જે વાવે તેવું લણશે કરણી સરખાં ફળ દેશે—
કૌવચ સંગતથી રંગત શું રહેશે !
ચંદન ખંડનથી ગંધ અખંડ ન વ્હેશે.
મધ મધપુડે જે વળશે, મધ ભાગ્ય હશે તો મળશે
પણ ચટકો તો નવ ટળશે, આ દેશે પરદેશે—

**ઉદયભાણજી—**

ટાળ્યા નહીંરે ટળે. લખ્યા જે લલાટે લેખ—ટાળ્યા૦
વાવ્યાં બીજ તે ફળે કરમે લખ્યું તે મળે -ટાળ્યા૦
દશરથ બાંધેલ તલાવડી, પાણી શ્રવણ ભરે;
ધર્મ કરતાં ઘાડ થઇ, આંધળા ઝુરી મરે—ટાળ્યા૦
રઘુવીર ચાલ્યા વનમાં, સીતા રૂદન કરે;
દુષ્ટ દગે સતી લઇ ગયો, લંકા પલમાં બળે—ટાળ્યા૦
હરિચંદ્ર જેવો રાજવી, નીચ ઘર મજુરી કરે;
રાણી વેચી પરઘરે, વેળા ચાહેસોકરે—ટાળ્યા૦

**ઉદય—** ૨

જેને શીર કીરતાર સમર્થ વ્યર્થ તે શીદને ડરે, રે...શાણા
જેવાં કેસરી કેરા કુમાર નિડર વન વનમાં ફરે, રે...શાણા
બાળકને ભુત કહી ભડકાવે, જ્યાં સુધી સમજણ નાહી
સમજુ થાતાં ભર્મ ભાગતાં, મર્મ લહે મન માંહી—વ્યર્થ૦
ઇંડાંને બહુ બીક બાજની, જ્યાં સુધી પડદે પડીયા;
ગુરૂ કૃપાએ પડદો ફુટે, ઉડી ગગન ઘર અડીયાં—વ્યર્થ૦
સ્વાંગ પહેરતાં સતીઓ મુકે, તનમન પતિને ચરણે;
શરીર સ્વાંગ ધરતા સાથે, સઘળું ભગવત શરણે—વ્યર્થ૦

**ખોડભા—** ૩

કેવો ફુલ ફટાકીયો હું ફાંકડોરે, અલબેલો કનૈયો વાંકડોરે;
કાન ફાંકડો રે વાહ માંકડોરે (૨)
હાથે હીરાના વેઢ વીંટિયો,

કાને વાળી અને પોંચામાં પુંચીઓ,
ખીસ્સામાં રાખું છે અક્કલની કુંચીઓ.
પહોંચી પનઘટપર બજાતું સીટીઓ (પાસચપાચસ) કેવો.

વહારણો— ૪

શોભા શી કહું રે સુંદર શામળાજી,
મેલો ફાંકડારે મનના આંકડાજી થાઓ ન આકળાજી,
પ્રીતમ ન થઈએ પ્રીતે પાંગળાજીરે,
સ્નેહના હાથે જોડયાં સાંકળાજીરે,
આંટીને ઘુટી છોડો છેલ,
પ્રીત સુધારસ અજબરસ, કોઈ વિરલો પી જાણુશેરે.
અંતર ઘટની વાસના કોઇ ચનુભવી પરમાણુશે.
ભાવનાના ભેદ તો ભગવાન જેવા ભાળશે.
ગાતાં અને ખાતાં પીતાં પણ તાપ ત્રિવિધ ટાળશે.

ભાણીબા— ૫

કેવી સુંદર સુરત હું તો વારી જાઉં,
અહો લટક ચટક જોઈ હું ઠરી જાઉં,
ભાવે મનથી ન મનથી હું ભજે જાઉં,
સુણી વચનં વન વગડે લુટાણી છું,
વગર મૂલે અચાનક વેચાણી છું,
બની પત્થરની પુતળી ઘવાણી છું રે
મીઠી નજરના દાબે દબાણી છું.
કોણ જાણે કે શાથી લોભાણી છું.
કયારે નાજુક નગીનો આ પામી જાઉં રે

## પેમલો-પેમલી— ૬

આતે માળું કેમરે રે'વાય, લાડુ ભર્યું ગાડું લુંટાઈ જાય.
મોઢામાં પાણી પાણી થાય, ના રે બા નહીં રે નહીં રેવાય.
રોકુ તોયે રહ્યું ના રે બા નહીં રે'વાય જોઈ જોઇ ફૂં ફૂં ફૂં
ફુહ હસી જવાય

મુઇ બોલી કેમ-મુઆ બોલ્યો તેમ—નારે બા-આતે૦
ટગટગટગટગ દેખતે ડોળે તાકિ રેવરાય કેમ;
લબબબ બોલતી જીભે. બંધ રેવાય કેમ,
નારે બા જીવતા જીવન બહોન થવરાય કેમ-આતે૦

## માંધી-જસાજી— ૭

સાહેબા સલુણા નાની નણુદલના વીરા,
લાલ લટકાળા મને (૨) આછા આછા ઘાટ ઘડાવો,
સરખી સહિયર મળી હાંસી કરે છે;
લાજી મરૂં છું બાઈ (૨) વહેલા વહેલા સોનીડા તેડાવો.
નાનું શું નાથ એક ઝુમણું ને મહી ઝીણા ઝીણા હીરલા જડાવો;
નવસેરો મોતીનો હાર મારા સાહેબા નાના નાના નીલમ મુકાવો;
જોગવાઈ જાસ્તી જો હોય મારા વાલમા,
કંકણુને માણેક મઢાવો;
ગરીબ ધણીને બાઈ ઝાઝું શું કહીએ.
બસ આટલેથી મન વાળીને રહીએ.
મોટો એક પહાણો બાઇસામ માગી લઇએ-હાડ૦

ભાણીબા— ૮

રસીલો રસીલી ચાંદનીનો સમો સાખી તજી સઘળી ઉપાધી
ગયાં ઉપવનમાં-

ચુપચુપ વાતો કરે, નેનના ઇસારા કરે;
સંગે હસે હરે ફરે રંગ ધુંનમાં–(પછી)
પળમાં રસીયા છે રસીલા ભાન ભુલી ભામિની
માનતા મોહન નથી હાથે પગે થઇ માનુની
વેળા રસીલા વહી જશે, પસ્તાવો પાછળથી થશે,
માન મોહન ! માન. જાશે કાળ કાગણી રહી જશે:
તું માન ભલે ના માન મને પરવા નહિ,
જીવજાન તને નહિ અલગ કરૂં તનથી;
પ્રીત વચન વીણા રસના રસીયા મન વસીયા મારેજી–

ભાણીબા— ૯

અલબેલડા ! મનમેલડા ! ઓ ઘેલડા !
મારા નાઝુક જીવનહાર ! અલબેલીના આધાર—હો૦
ખીલેલી પુરે બ્હાર, સરવરપર કળી આ કોમળ.
બાળે વરસીને અંગાર, જાળ કણ પણ મળીને આગળ.
દુર દુર જાઓ. ગુણ દરીઆ, કોને શરણું આ કંગાળ,
લાલા લાડીલી આ લાચાર, પ્રેમી પંખીણી પાલણહાર—

સઘળા— ૧૦

ભુતળચંદ્ર ! ભુપરાજ! નિષ્કલંક રાજતાજ !
તનધન અરપણ પર ઉપકારે શાન્તિ સારે–ભું૦
કાન્તિસાર ! અમૃતધર ! ધર્મ ધારનાર વ્હાર,
શીતળ શીતળ જગ એ ઠારે ચંદ્રરાજ–ભુ૦

ખોડભા- ૧૧

વશ નારીને કરવી જો ધારો, ગોખી રાખો સરસ આ ધારો
મારો બુધેથી માર વ્હેતા વાકી લગાર.
રહેશે પાંશરી તો રાંડ ભલે જાતની હો દાંડ—વશ૦
નહિ મોહિ પડો જોઇ મોઢું, રાંડ જાત એ છે રખડતું રોડું
ઝાગું જેમ જેમ એ ટીપાયે દહાડે દહાડે એ પાંસરૂં થાયે

ઉદયસિંહ— ૧૨

પ્રમદા છે પ્રીતી ભાજન મનરંજન ભીડ ભંજન,
જુગ્તિથી કેરીએ જતન, જોઈએ નિત્ય ચઢતો દાન
ગાય દુઝણી લાવે, ચારો નહિ દુષ્ટ ચરાવે;
પાણી પણ નહિ પીવરાવે, ખાતા પીતા અકળાવે.
કળ કો' તે કેવા મુરખ જન.
દળદર દેખે ને થાયે નર નિરધન—પ્રમદા૦
પાળ્યું પંખી ઉછરંગેઃ દિન ચાર રમાડયું રંગે.
પાલક પલટયો કુસંગે નાખ્યું પંખી ખોરંભે
કો' દુઃખીઆરા પંખીના કેવા દાન !
પાલકને કે એ પંખીને ધન્ય ધન્ય—
ચિન્તામણિ રત્ન છે રમણી વળી પારસમણી મનહરણી,
કોમળને કાંચન વરણી, ધીર ગંભીર વચન રસ ધરણી.
સંતાપે એ પ્રમદા જે પામર જન,
રૂઠયો ભગવત ને ઉઠયો તેનો દન—પ્રમદા૦

વારાંગના— ૧૩

મોરી ધારેસી ગગરી ઉતાર લીજોરે,
તુમે કસમ પરમેશ્વરકી—મોરી૦
ગગરી ઉતાર લીયો, નયના મીલાયાં લીયો;
અખીયાંસે અખીયાં મીલાય લીયોરે—મો૦
કંકર ફુઇયાં, પાગા પાની,
ભરત ભરત બલ ખા ગઈરે—મો૦

ટેબલો.

ભાણીબા— ૧૪

(ગરબો)

કોઈ પ્રેમી દેવાંશી સંભારણે, કારણે વારણે જઈએ વારંવાર,
દેવતાઇ દેખીયે દેદાર, સંસારમાં સાર ઓહો ધન્ય અવતાર,
સંસારમાં પારસમણી, ચિતામણી છે નામનાં.
કામધેનું કલ્પતરૂ રસકુંપી સૌના કામના.
અજબકાન્તિ અલખશાન્તિ વેદ કરતા વાંચ્છના
છે પ્રેમ નિર્મળ રત્ન, જેની નવ ખંડે નામના
પ્રેમી પંખીને ઝંખી ઝંખી જુઓ. કેવાં રંગે ઉમંગે રમે રસિયા
લપાઈ છુપાઈને ડાળી ડાળી ઘુમે, મદ માતેલાં રંગીલા રસિયા
વ્હાલાથી વ્હાલ અવર નથી આશા પ્રેમથી પ્રેમ પાણીમાં પતાસા
પરાણ્યાથી પ્રેમ ભંડાર, છે સખી સ્નેહના સાગર;
પરાણ્યા સાથે પ્રીતડી, ખાસી અમ્રત ખીર;

પરનર વ્યવહાર તે, ખારૂં ખારૂં નીર
ખીર મુકી ખારૂં નીર પીવાને જાય.
ફટફટ ફુવડ એ પુરી પસ્તાય.
પ્રેમરસ પ્યાલો પરણ્યા સાથે પીવાય,
ભવે ભવે ભાગ્ય કળી ખીલે જ જાય–કોઇ૦

ભાણીબા— ૧૫

સહીઅર મનની મનમાં સમાય, મુખથી કે' બા કેમ ઉચરાય
મુખથી નારેબા નાં કહેવાય ( હું હું હું હું ) મનની૦
ચાંદની, ચીન્ધવી, વ્હાલાને વીનવી, પ્રેમથી ભીંજવી
કામણને કેળવી મનડું મેળવી;
સજની જો પ્રીતિરસ પીવાય અહા (૨)
ઓહો આતે શું કહેવાય—જારે જારે,
શાણી હવે તે શું શરમાય—જારે જારે;
એ તે બળ્યું શું બોલાય—એં હું હું હું.

ભાણીબા— ૧૬

અલબેલા, લટકાળા, વ્હાલા પ્રીતમ ઠાકોર મારે મન વસિયા;
રસ ઘેલા રીસાળા, બેઠા દેવના દેવળ માહી રંગ રસિયા;
પ્રીતિ પંચામૃતે પાતળીયા, પખાળું વચનના ફુલડે વધાવું;
હેતના હીંચોળે હળુ હળુ, હીંચોળું હાંસે હસીને હસાવું;
શૃંગાર સજી સજાવું ભાવે, ભોજનની થાળ ધરાવું;
હઠનું કચુંબર, રીસનું રાયતું, ચામઠાઈ ચટણી, વ્હેમ શાક આછતું

બરફી પેંડા ને મ્હેસુર પ્રેમ ભાવના;
ઘારી પૂરી કચોરી શુદ્ધ સ્નેહ વાસના;
ભાવના ભૂખ્યા ઉઠયા દેવ લઇ વાસના,
પેંડા પરસાદમા વ્હેંચીશું ઉલ્લાસના--અલબેલા.

**ભાણજી—** ૧૭

મન માયાના કરનારારે, જરા જોને તપાસી તારી કાયા;
પુછી જોને તું પંડિત પુરાણારે, કોના અમર છે લેખ લખાણા
કાચી છે કાયા આ માટીની માયા. છે માટીના ખેલ બનાયા.
શાણા તો સમજી અલગ થયા. પણ બાળક બિચારા લપટાયા
લાખોની પાંખો ગઈ છે પીંખાઇ, જોણું મૂછપર લીંબુ ઠરાયા.
કાળના કોવાડથી કોણ બચ્યું, ભલે રાંક ભલે હોય મહારાય
સંધ્યાના જેવા રંગ સોનેરી વંધ્યાને લાડ લડાયા,
જોબનને તન ધન તેવાં સમજવાં, પાણીમાંના પડછાયા—મન

**ભાણીબા—ઉદય—** ૧૮

વ્હાલો વિશ્વનો આધાર—નિરાધાર વ્હાર કરશે રે—વ્હા.
જેને જેવો પવિત્ર વહેવાર, કિરતાર કર ધરશેરે;
દીનાનાથની સંગાથ, જેને વાત શાથી ડરશેરે.
ભવફંદના પ્રબંધનો સંબંધ તે બંધ કરશેરે.
પ્રેમ પાત્ર માત્રને પ્રભુજી તારશે.
શુદ્ધ મતિ સતિને શ્રીપતિ ઉદ્ધારશે;
પ્રભુ પાર પાડશે-જુલમી જમ મારશે—વ્હાલો.

ભાણીઆ— ૧૯

જગ સંપત્તિમાં જુવતીને સુખ નહીં જરીરે,
મન ગાંડાને ગાળે સંપત્તિ મળી મળીરે;
અથવા સંપત્તિ જગ ગાડામાં ધરી ધરીરે
સુખ ભમરી સારૂ તુચ્છ એ ચંપા કળી કળીરે—
વૈભવ મદમાં જે લપટાએ, નહીં પરમ સુખ પથ પમાયે;
બાપુ પ્રથમથી. પાંખ બીડાએ, ઉમંગ રંગમાં કેમ ઉડાયે—
સાહ્યબીને શું ખાશે કે પીશે ? સાહેબ સ્વામી જો રૂઠશે રીસે;
બોલાવતાં સગા, સંગીએ બ્હીએ જીવ જાણે કે ઝેર ઘોળીને પીએ
ભામિની ભુપણુ પ્રેમ પરસ્પર, સાથે ત્રિજોરી શિયળ સુંદર;
જાળવી જાણે જે જગ અંદર, તે ભાગ્યશાળી ભામા નિરંતર

મોંઘી— ૨૦

બાળાં ભોળાંરે કુંવારકાં, પરણીને પરસ્તાયાં રે;
પહેલાં ફુલી થયાં ફાળકાં, હૈયામાં હરખાયાં રે,
ચાર દિન વહુ લડકાં, મનડામાં મલકાયાં રે;
બન્યાં એકદમ કાળકા, અંતરમાં અકળાયાં રે
મ્હેં તો જાણ્યું બાઇ ફુલડે પુજાઇશું રે,
ખાજાં જલેબી બાઈ નિત્ય નિત્ય ખાઇશું.
મ્હેં આગળથી, મનમાં ધાર્યું, માન મહી મરડાઈશું.
નણુદીના વીરાને ઘડી ટીંગળાવી ભાગોળે ભુ પાઈશું રે.
મોહન મળીયા વાતમાં વઢીઆ;
નળીયા ખખડીયા વાણી ઉચરીયા ( લે રાંડ દીવો )
મ્હેં કહ્યું ઉહું ઉહું (૨)

ચડસમાં ખુબ ચડીઆ ખુબ કકળીઆ,
રૂડુંનું ઓપડ–ધોકા પાડીઆ પરણીને,
પરણ્યો પીટયો પરઘરે ભટકે, ઘરમાં ન ખાવા પીવારે
વરણાગીમાં વાંકો હીંડે, પતિ એવા કુલ દીવારે
ઓશીઆળું ખાઈએ, હેંડે સીઝાઈએ–પંડે પીડાઇએ.
તોયે રીબાઇએ–ધોકે ધીબાઇએ–પરણી

**ભાણીબા—** ૨૧

પીયુજી પધારોરે, સુંદર સ્વીકારોરે,
રસવેલીના ઓ શામળીઆજી–સંભાળોરે,
મંજુલ મધુર મદન કળી ભાવે–ભાળોરે
આંખલડી અમ્રત રસ વરસે; પાંખડી પંખડી તલસેરે,
થાશે લજામણી–અમ્રત ઝરણી, સ્વામી સુધારસ સ્પર્શેરે.—
અજબ સુધારકર પતિ ગુણ સાગર,
કોક અલૌકિક સ્વર્ગીય સાકર,
અથાગ અન્તર રસ રતનાકર–ભાળોરે;
રસ રાજનાં દર્શન થતાં, કોઇ નાદ અદભુત લાગતો.
રગ રગ થઇ રોમાંચમાં, ઝણુકાર જાદુઈ જાગતો,
ગુલતાન અન્તર તાનમાં, જગ જાળને જીવ ત્યાગતો,
પતિ સેવના મંગળમળી, મોહન નિરંતર માગતો.
સ્વામી સમર્પણ સર્વ આ—સ્વીકારોરે.

**ભાણી–ઉદયસિંહ—** ૨૨

બોલો મારા પ્રેમી પોપટજી બોલ બોલો,
બોલો બોલો મેના બાલાવે.

ડોલો રંગ રસીયાજી ડોલો જરી ડોલો ડોલો ડોલો પ્યારી ડોલાવે

મેના તારા વચનની વીણા વાગી,
ભાગી લાગી લલિત લ્હે લાગી,
મેના વહાલી મેના કે ના કહે પણ જાગી.
જાગી જાગી અજબત્રા જ્યોત જાગી,
પ્હેલા પોપટજી પ્યારા રામજી સંભારો,
વ્હા વ્હા મેના શું સતી વીસારો,
ચતુર સુજાણ સીતારામ ઉચરાવે—
પોપટજી પાંજરૂં સોનાનું સજાવુ;
લાડીલી હું લાલચું નથી કે લલચાઉં
સોને રૂપે શું ભીડ ભીતરની ભાગી—લાગી.

રૂડા સુડાને રંગે રંગે રમાડું. પાંખે ઘાલીને ફળ મીઠા ખવાડું.
ભાવના ભુખ્યા શું ભાવી ભાવના ભુલાવે ?—બોલો.

ભાણુજી— ૨૩

સર્વાંગે સુંદર ભાભી ખરી પણ એકજ ખોડ જરી,
ખાંપણને ખોડ છતાં પણ રહેશે, ભાઇને મનતો પરી,
મુખ ચંદ્ર જેવું સુંદર પણ નકટી
છે નયન કમળ પણ ઉંધી એક પુતળી.
કાંચનવરણી પણ દુર્ગંધની બરણી.
માંખે બમણે જેમ ગોળ તણી ગરણી
લચકાતી, હરખાતી, એ જાતી, વાટે ખાતી—સર્વાંગે.

દાડમ કળીઓ છે દાંત લગીર બોખી;

છે વચન કુસુમ પણ ગાળો દે જોખી,
છે હંસગતિ ગજગમની જરીક રાંટી.
ભોળી ભાળી પણ તીખી ને ખાટી;
ત્રણે તાલ–વાંકા વાળ–સુગરમાળ ત્રણ તસુનું કપાળ.

ભાણી— ૨૪

અહો દિલદાર જરી દેદાર, દીવાનીને દેખાડોને,
અરે લટકી અધર લટકી. મરૂં પટકી. મરૂં ફટકી જીગર પટકી
અરે આધાર સુધારસ સાર ચતુરાને ચખાડોને;
મુખે અટકી મધુર મટકી, અરે છટકી અધર છટકી;
દીલની થાપણ ઓળવી, ઘટે ન કરવી ઘાત;
પ્રાણ કહો તો પાઠવું, વાલમ કરવા વાત—અહો.

ભાણી— ૨૫

સૂજ ન પડે રે પિયુ પ્યારા,
આંખે આંસુ ટપકે ચોધારા;
ભર વસ્તીમા નાથ ? નોધારા; આવ્યા મરણ શરણના વાળા–
બધી મનની મન । સમાતી; કળી ખીલ્યા પહેલા કચરાતી;
આશા પાયે છચોટ છુંદાતી—હાં—હાં,—
અમે પંથી તો જઇએ સ્વદેશે, પ્રેમ વેઠ વશ્યા પરદેશે;
પુંઠ હીસાબ પાઠવશે—સૂજ—

ભાણીબા— ૨૬

આવો ચેર વ્હેલા વ્હેલારે સલુણા સાહ્યમા
ભુલી ગઈ ભાન હું તો વાટ જોતા વાલમા—આવો.

મન ગયું ત્યાં–જીવડા જા ત્યાં
નાહક સીદને આભમાં લોટે, હે પરાધીન આત્મા–આવો.

## ભાગીબા—સાહેલીઓ— ૨૭

શાણુઓ કહે છે કે સૃષ્ટિનો સાહેબ, સાચાને લે છે સંભારી,
ગુપ્ત પરીક્ષા કરી અજાયબ, આખર લે છે ઉદ્ધારી,
લાંચે લેવાયે ન દાબે દબાયે,આકીનનો અધિકાર–શાણુ.
દામ વિના પણ શ્રી દામોદર, દે છે પાર ઉતારી,
સાચે સાચી સતી સીતા, પ્રભુએ બળતી આગેથી ઉગારી,
દ્રૌપદી દીન વાણી સુણીને, વ્હારે ધાયા ગીરીધારી—શા.
પતિપરાયણ તારામતી ભીડ, નારાયણેજ નિવારી,
નરસિંહ મ્હેતાની હોંશથી હુંડી, શામળીએ સ્વીકારી–શા.
કંકોત્રી વિના શ્રી કિરતારે, પરણાવી ઓખા કુમારી,
છે વિભુજી વંદના અદ્ધર લેશો ઉદ્ધારી—શાણુ.

## ભાણીબા—સાહેલી— ૨૮

આજે સોનાનાં સુરજ ઉગ્યા હો રંગ ભીના,
મરા મદન મોહન મદઘેલા હો પ્રેમ નગીના;
મીઠાં મીઠાં પ્રેમ રસ ચાખીએ કુંવરજી;
પરણ્યાના લહાવા લઈ લઈએ મોહનજી;
ભોગવો આવા વિલાસ રંગે;
અમો આશીશ દઇએ ઉમંગ સંગે;
કદી વિસારશો નહીં આરે—હો પ્રવિણુ—આજે૦

**ભાણીબા**-ઉદય— ૨૯

ભરૂંસે ભુલી હું તારે વિશ્વાસે હરિ તું મારે,
પ્યાલો ઝેર પાર પાડે, વિવાહની વરશી વળાવે-ભ૦
આઝી ગઈ થોડી રહી સદા આવી રહેવી નથી;
ઘડી બે ઘડી માટે, મુઢ કાં બગાડે મતિ,
હરિ તને કેમ તાકે, ભરૂંસો પાકો ક્યાં તારે-ભ૦

**ભાણીબા**— ૩૦

વન વગડામાં ભુલી પડી ત્યાં અમ્રત પ્યાલો પીધોરે;
પીધો લીધો સારસૃષ્ટિનો, કોલ અમર ત્યાં કીધોરે-પંથી પરદેશી
અધવચ વગડે વીછું કરડયો, ઝેર ચઢયું છે અંગેજી;
કોઇ મુરલીધર મંત્ર ભણે તો, શીતળતા થાય સંગેરે-પંથી.
દુનિયા મારી ચેષ્ટા કરતી, ને ગાંડામાં ગણાતી,
હું ગાંડી કે દુનીયા ગાંડી, આપ ઘો ગણુતીરે-પંથી૦

**ભાણીબા**—ઉદય— ૩૧

પંથી પરદેશી ચિત્ત સોંપી હું આ ચા........લી૦
માનને ભાવે તે કરજે, રે પૂન્યશા.........લી૦
તરસ્યાંને ટીંગળાવવા, પડદે રાખી પ્રીત;
પૂછું પ્રવીણ પંથી એ કોણ ગામની રીત.
શુભ સંદેશો લઈ સંચરજે, હું આ ચા......લી૦
મહા મહિનાનું માવઠું, જંગલ મંગલ ગીત;
સમય વિનાનું બોલવું, ત્રણેની એક રીત.
વ્હેલા મંડપ માંહી મળજે, હું આ ચા......લી૦



# સજીવન લીલાલો

## પ્રસ્તાવના.

જગરાય જ્યારે રૂઠે, સત સંગત પહેલાં તુટે,
દુર્બુધી દીલમાં ઉઠે, દુર્જન વળગે બહુ પુંઠે.
મળી લબાડ લોકો લુંટે, સાચાબોલા શીર કુટે,
સંસાર સુખ ચોખુંટે, ચંડાળ ડુકકર ચુંથે:
દ્રષ્ટાંત દાખવુ પુંઠે, સાંભળતાં ભવભય છુટે,—

---

૧—પુરી એકમાં રાજવી પ્રૌઢ પ્રાણી;
હતી વિધવા તેહને બહેન શાણી.
વળી રાજ પુત્રી સતી ગુણવંતી,
મુઇ માત મુકી સતી સત્યવંતી,
નવી રાણીના પાસમાં રાય મોહાયો.
નહિ જુગ્મીથી સત્યનો પંથ જોયો,
હતો રાણીના ભ્રાતનો પુત્ર નાનો;
મહા મૂર્ખ ચુડામણી એ પ્રમાણો.
વિચારે વરાવી સુકન્યા ઉમંગે.
અને મેળવું રાજ્યને પાટ સંગે,
એક દિવસ તે નરપતિ ભાણુાનો લઈ હાથ;
પુત્રી સાથ મિલાવતો ત્યાંથી વચકી વાત,

---

મામાને ભાણો વાહાલો, દુષ્ટોના એજે ચાળો,
કામગ શીશુ કલગીવાળો, દુરજન મન નાગજ કાળો,
પાપીનાં મોઢાં બાળો, ધુળ નાંખી આગળ ચાલો.

---

૨—સતી વિધવા સંતાપવા, પામર કરે વિચાર,
કલંક ચઢાવે કારમું, લાજે નહિં લગાર.
દીવાનજી દાનો હતો, રાજાનો ભાયાત,
વિધવા તેને સમજતી, સાચો ધર્મનો ભ્રાત.
કપટે સતીની સોડમાં, સુવાડે ચંડાળ,
બોલાવી નરપતિ તીહાં, કરતાં હાલ હવાલ.
ભોળો ભુપ નિર્દોષને, કરવા વગડે ઠાર,
મારા સાથે મોકલે, કરગરતી સતી નાર,
ભાઇ ભાળો આ ભગિનીને બાળરંડા નિરાધાર આધાર એકજ શ્રી હરી
વિશ્વ સકળ વેરી થયું, નીચે ધરતી ઉપર આભ, ગાભ જોતાં થાઉં ગાભરી
બેસતાં સાહસ બાવળ ડાળે, પાછળ સાલ પેઠે નિત્ય સાલે,
કારમું કલંક સુણી ભાઇ, ભોળા મરૂં છું છળીઃ—

---

૩—ભંભેરાયો ભુપતી, કથન સુણે નહિ કાન;
નિરમુળ કરવા મોકલે, બાળક બ્હેન દીવાન.
મારા મારી ભાગનીને, કુવે કુંવર સહાય
બંદુકથી દીવાનને, બચ્ચાં ઉગરી જાય.
મરતાં માતા ઉચ્ચરે, કરૂણ વચન વિશાળ;
પ્રાટે ડોળે નિહાળતી, નિરધાર તે બાળ.
ઝાડ પહાડ ને પંખ પંખેરૂં, જાળવઇ મુજ બાળ જો જો
ભાઇ કોપ્યો પણ બ્રહ્માંડ મારૂં, સૌ લેજો સંભાળ જો જો
હરીના બાળ આપણ સઘળાં, સરિ કરશે રે સવાલ જો જો
આખર હાલત છે આ સૌની, થાજો પ્રભુના લાલ જો જો

૪—દીવાન દાને જાળવ્યા ભાણો સુત સમાન;
ભરથરી વેષે મેળવ્યું, મહિપતિ પાસે માન
કુંવરી રાય શિગારતાં, મહિપતિ મન હરખાય
કન્યા દેવા કોડથી લોકપતિ લલચાય.
ભાઇઓ સૂતા ભાવથી, ઉરમાં બહુ ઉમંગ;
પાછો આવી પાપીઓ, પાડે રંગમાં ભંગ.
અડધી રાતે ઉંચકી ભાણાને બેભાન;
દરિયામાં ડુબાડતો નીચ નફટ નાદાન.
દીવાન પુત્ર દોષિત ઠર્યો. કર્યો દેશની પાર;
નરપતિ આગળ ઉચ્ચરે, વિનય વચન લાચાર.
ભક્ત ભીડભંજના, સુભાગી શામળા, એ વેગે વિદારો વિડમ્બના
પ્રલ્હાદ તારવા સમાન, કેળવો કળા—એ૦—
મુર્ખ માનવી ભલે, મમત્વમાં મરે—એ૦—
ટાળતાં લલાટ, લેખ ના કદી ટળે—એ૦—
પ—સતિઆનો સંગાથ આ, જગપતિ લીલા ગાય.
પસ્તાઇ સાચા સાક્ષીઓ. સાક્ષી પુરે જાય.
રામનું રખોપુ જેને રાખી રહે, તેને પામર નર શું મારતા,
સાચી નીતિથી કરૂણાસાગર, આખર આવી ઉદ્ધારતા.

સઘળા— ૩૨

આજે આનંદ આનંદ નીતિનો જયજયકાર;
ઉમંગે મળી ગાઓ જયકાર. (૨)
પ્રીતિ સહકાર ખીલીને અપાર,
મધુર મધુર શાન્તિ ફળ દાતાર—વવારે૦
પ્રેમીનાં પવીત્ર ને વીચીત્ર ગાતા ચીત્ત ઠરેરે.
ધન્યરે વાણી ? ને ધન્ય પ્રાણી—વાત્તારે

—: સમાપ્ત. :—

# જાહેર ખબર.

## નીચે લખેલા પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો જ્યાં જ્યાં મુકામ હોય ત્યાંથી મળશે.

૧ સતી સંયુક્તા
૨ સંગીત લીલાવતી
૩ પવિત્ર વીલાવતી
૪ સતી પાર્વતી
૫ અશ્રુમતી
૬ રામ વિયોગ
૭ મ્યુનીસીપલ ઈ
૮ ભોજ કુમાર
૯ સરદારબા
૧૦ ઉમાદેવડી
૧ વીણાવેલી
૧૨ વિજયા વિજય
૧૩ મદન મંજરી
૧૪ ઉદયભાણુ
૧૫ મોહીની ચંદ્ર
૧૬ ગીતા સુંદરી
૧૭ સતી સીતા
૧૮ ભદ્રાયુ
૧૯ સતી દ્રોપદી
૨૦ અસુરીમાયા
૨૧ શ્રી સન્યાસી
૨૨ જાલીમ ટુલીયા
૨૩ સતી પદ્માણી
૨૪ અજીતસીંહ
૨૫ રૂકમણું હરણ
૨૬ સતી દમયંતી
૨૭ કેસર કીશોર
૨૮ સુભદ્રા હરણ
૨૯ ઉર્વશી
૩૦ રાઠોડ કન્યા
૩૧ પવિત્ર લક્ષ્મી
૩૨ કુસુમલતા
૩૩ હંસા કુમારી
૩૪ ગુલબકાવલી
૩૫ અભયસીંહ
૩૬ કર્મફળ
૩૭ નરસીંહ મહેતા
૩૮ સગાળશા
૩૯ કૃષ્ણ સુદામા
૪૦ મહાકવિ કાળિદાસ
૪૧ રાજરત્ન
૪૨ પ્રહ્લાદ વિજય
૪૩ કૌરવ પાંડવ ભા ૧
૪૪ જાળંદર સતી વૃંદા
૪૫ કૌરવ પાંડવ ભા. ૨
૪૬ લલીતપ્રિયા
૪૭ સૌંદર્ય વિજય
૪૮ દેવી દેવહુતી
૪૯ મહારાજા અશોક
૫૦ સતિ સુલોચના
૫૧ સરસ્વતી ચંદ્ર
૫૨ બોલતો કાગળ
૫૩ સિદ્ધાર્થ બુદ્ધ
૫૪ દગાબાજ દુનિયા
૬૫ દેવી દમયંતી
૫૬ માયાવી વીર
૫૭ મયુરધ્વજ
૫૮ વિજયધ્વજ
૫૯ વલ્લભીપતિ
૬૦ વસંત–વીણા
૬૧ કામલતા
૬૨ સત્યવાદી હરિશ્ચંદ્ર
૬૩ દેશભક્તિ
૬૪ મીનળ મુંજાલ
૬૫ દીવાન
૬૬ રાજ સંસાર
૬૭ લક્ષ્મી
૬૮ વીર પુજન
૬૯ સમાજ સેવા
૭૦ વીર રમણી
૭૧ દેવી હોથલ
૭૨ દેશ દીપક
૭૩ સત્તાના મદ
૭૪ કીર્તિસ્થંભ
૭૫ અજય ધારા

શ્રી દેશી ના. સમાજ—**હરગોવીંદદાસ જેઠાભાઇ શાહ**